સદ્‌ગુરુ કહે રે

કરમ તો સર્વે ઉતરે ન ઉતરે પર નિંદાને આળ
પરગમન ના ઉતરે ન ઉતરે આપ હત્યા ને બાળ

જેના હૃદય માંહે દયા નવ આવશે, કેની ધાંસ રે'સ નવ ખમશે લગાર.
જે દુબળા દેખી દયા નવ આણશે, તે આવશે નર્ક દુવાર.
માણસ જન્મ માથે એટલું, જે કોઇ હોસે દુનિયામા અવતાર,
બાર વર્ષ કેડે સૌ ઉપરે, ઇબાદત બંદગીની ફરજજ સાર.
હિન્દુ મુસલમાન સૌ ઉપરે, સૌને શિર છે એ ભાર.
તે માંહે જે જીવ ચુકશે, તે આવશે નર્ક મોઝારરે

જુઠી કરણીએથી કંઇ નહિ વળે, રહેણીએથી પામીએ પાર;
જે જુઠી કરણી કરી મોટા થાશે, તે આવશે કુંભિ નર્ક મોઝાર.
જુઠું બોલીને મોટા થાયસે, ને ધુતશે સર્વ સંસાર.
એક પોતાના પેટ કારણે, માથે લ્યે છે એ ભાર.

ઉપર પ્રમાણે અમારા પીર સાહેબોએ અમારી કોમને ઉપદેશ આપવા અર્થે દરેક મુદ્દાઓ કાવ્યથી ને ગુજરાતી ભાષામાં દાખલા દલીલોથી સચ્ચોટપણે સમજાવેલ છે.

મહાત્મા ગાંધીજી હિંદુમુસ્લીમ ઐકય સાધવાનું જે કાર્ય કરી રહ્યા છે તે કાર્ય આજથી ૫૦૦ વરસો પૂર્વે અમારા બોધગુરુ પીર સદરૂદીન સાહેબે પુરા તોરથી ઉપાડી લીધેલું અને ફતેહમંદી પણ મેળવેલી, તે સાક્ષર શ્રી ઓલીયા જોષીના હૃદયોદ્‌ગાર વાંચ્યે આપ સૌને ખાત્રી થશે. છતાં પીર સદરૂદીન સાહેબના શબ્દોમાં કહીએ.

ૐકાર મધ્યે શાહઅલી રહેજેથી ઊપન્યા, ઉણીયાદે આદ શાહના નામ ભણાયા.
હિન્દુ મુસલમાન શાહજીના જીવડા, કેની ભ્રાંત મ રાખોજી.

હમદિલ ખાલક અલ્લાહ સોહિ વસે, જેણે કાયમ કુદરત ચલાઇ એબી અલ્લાહ;
સુનજો મુલ્લા ! સુનજો કાજી ! આ સૃષ્ટિ કેણે રચાઇ એબી અલ્લાહ.

ઇસરે માટીમાંથી સારી દુનીયા નીપાઇ, ઇસમે કોણ હિન્દુ કોણ મુસલમાન એબી અ.

આવી રીતે હિન્દુ મુસલમાન એકતાની સાંકળ જડવા આજથી ૫૦૦ વરસ અગાઉથી જ અમારા બોધગુરુ સદરૂદીન સાહેબનો ઉદ્દેશ હતો.

આવી આવી અનેક બાબત તો અમારા ધાર્મિક સાહિત્યોમાં મળી આવે છે અને સઘળા વિષયો ઉપર અમારા પીરસાહેબોએ ઘણું ઘણું વર્ણન કરી સચોટપણે સમજાવેલ છે પરંતુ અહિં તો માત્ર નહિં જેવા જ દાખલા રજુ કર્યા છે.

ઉપર મુજબ જુદી જુદી બાબતોના ૪૧ નાના મોટા ગ્રંથો ૧૦૨૭ પદો અત્યારે ઇસ્માઇલી ધાર્મિક સાહિત્યના ક્ષેત્રે અસ્તિત્વમાં છે જે વિષે વિષયલંબાણના સબબથી અહીં ઉલ્લેખ કરવો ઉચિત નથી. હવે અમારા ધાર્મિક સાહિત્યના મુખ્ય ઉત્પાદક પીરો પૈકી પીર શમ્સ તબ્રેઝ વિષે પણ થોડું વિવેચન રજુ કરતા જણાવીશું કે તેવણ બુઝર્ગ

એક મહાન સુફી હતા તેના માટે સ્વામી શ્રીરામતીર્થ તથા સ્વામી શ્રીવિવેકાનંદે યથેચ્છ વર્ણન કર્યું છે; જે મહાન નરે આકાશમાંથી સૂર્યને પૃથ્વી પર આણ્યો, જેણે પોતાના શબ્દના ઉચ્ચાર માત્રથી મૃત દેહને સજીવન કીધો અને જે મહાન નરે સ્વહસ્તે પોતાના શરીરની ખાલ ઉતારી આપી તથા નાનાવિધ અસંખ્ય મોઅજીઝાઓ બતાવ્યા એ મહાન નરથી કોણ અજાણ્યું હોય?

આ સિવાય ઇસ્માઇલી ધાર્મિક સાહિત્યનો ઉર્દુ અને ફારસી ભાષામાં ફેલાવો કરનાર મહાત્મા પીર શમ્સ તબ્રેઝ, મોલાના જલાલુદીન રૂમી, ઉમ્મર ખય્યામ અને શેખ ફરીદદીન અત્તાર ખાસ કરીને છે.

વળી અહીં જરા એ ખુલાસો આપવો ઉચિત ગણાશે કે ગઇ કાલેજ સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી મારા વિદ્વાન મિત્ર શ્રીયુત અરદેસર ફરામજી ખબરદારે પોતાના શબ્દમાં એક એવો ખેદ જાહેર કર્યો છે કે "શુદ્ધ મુસલમાનો તરફથી ગુજરાતી ભાષામાં પુસ્તકો લખાયલાં જ નથી" શુદ્ધ મુસલમાનોએ તો ઉર્દુજ પસંદ કીધું છે.

અહીં પ્રશ્ન એ ખડો થાય છે કે શુદ્ધ મુસલમાનો કોણ? જેમ બ્રહ્મ પિછાને સોહિ બ્રાહ્મણ તેવીજ રીતે "લા ઇલાહા મહમદ રસુલિલાહ" નો પવિત્ર કલમો પઢનાર શુદ્ધ મુસલમાન જ ગણાય અને પવિત્ર કુરાને શરીફ એ રીતે સઘળા મુસલમાનોને સમાન જ ગણે છે. એક વૈદકનો ધંધો કરનારે સઘળા દર્દોથી ગ્નાત રહેવાની અને વકીલાતનો ધંધો કરનારે કાયદાથી ગ્નાત રહેવાની જરૂર છે તેમ સાહિત્યની સમાલોચના કરનારાઓએ બધાં પાસાં તપાસવાં જોઇએ ને પછી જ તેના વિષે પોતાનો મત રજુ કરવો જોઇએ. આ ઊંડું સત્ય ભુલી જવાયું છે, તે શોચનીય છે. અમારા બોધગુરુનો ખાસ હેતુ હિન્દુ અને મુસલમાન સર્વે આલમને ઐકયની સ્નેહભીની સાંકળમાં સંગઠિત કરવાનો હોવાથી હિંદમાં આવનાર અમારા પીરોએ હિન્દુ સમાજને તેમની જ ભાષામાં તેમનાં શાસ્ત્રોમાં રહેલ તત્ત્વો અને ઇસ્લામી ધર્મની મહાન ફીલોસોફી સમજાવવા એ પદ્ધતિ ગ્રહણ કરેલી હોવાથી—અમારા ધર્મનો મૂળ હેતુ ઇસ્લામ પાયો અને ઇસ્માઇલી ને ઉપરની ઇમારત હોવા છતાં અમારા સાહિત્યમાં ગુજરાતી કવિવરોના જેવી રૂઢિથી પદ ભજન અને ગરબીઓ મારફતે સંબોધીને વેદાંતનાં રહસ્યો સમજાવેલાં છે, જે લગભગ સઘળા ઇસ્માઇલી ભાઇઓને કંઠસ્થ હોય છે તેમાંથી બે ચાર જરૂર જોગા મુદ્દાઓ રજુ કરીએ છીએ.

સખી! સદ્ગુરુ સતકારી જાણ, મહંમદ રૂપેરે
આદ નિરંજન શામ સહાય, અલી રૂપેરે
સખી નાભકમળ ઘટ માંહે કે, સોહમ ઉઠેરે
ત્યાં જાપ જપે છે હંસ, તત્ત્વિન ત્રુટેરે
સખી ઇંગલા પીંગલા સાર, સુખમણાં નાડીરે
ત્યાં ચંદ્ર સૂરજ મળી બેઉ, મન્છા મારીરે

ગરબીનો નમુનોઃ—

કરીયા પંજેતનના વખાણુ, ઉપાવણુ નુરનીરે લોલ.
જ્યારે સીરજીયા કુતુબ તારાનું નુર, તે પંજેતન પાકનારે લોલ.
તે તો સીતેર હજાર વરસ ઉગમતા સાર, ફરી અમ બોલતારે લોલ.
તે તારો નબી મહંમદ નામ, અલી શિર તાજમારે લોલ.
તેના હંસ ગળામા ફાતમા (ઇ) નુર, ઝળુકે જેમ વિજળીરે લોલ.
તેને બે પાસે ઇનામ હસન હુસેન, શમાયે તેજ માહેરે લોલ.

ઉ઼પરની બાબતોથી જાણી શકાય છે કે, ઇસ્માઇલી ધાર્મિક સાહિત્યમાં જે પદો ને ગરબીઓ બોલાય છે તે ઇસ્લામના તત્વોથી ભરપુર છે છતા દરેક મુદ્દા અત્રેની પ્રજાને સચોટપણે સમજાવવા અત્રેની પ્રદ્ધતિને અનુકૂળ થઇ પડવા ખાતર માત્ર આ રીત અખત્યાર કરેલી છે ને તેવીજ રીતે અન્ય ઇસ્લામી પીરોએ અખત્યાર કર્યાનું પણ પ્રસિદ્ધ છે.

## સાંસારિક સાહિત્ય

અત્યાર સુધીમા અમારી જ્ઞાતિમાથી ૧૭ વર્તમાન પત્રો બ્હાર પડયાં છે પરંતુ તેમાથી અત્યારે ત્રણ જ ચાલુ છે. તે પૈકી પહેલું "ધી ઇસ્માઇલી" નામક અઠવાડિક પત્ર છે જે વાર્ષિક રૂ. બેના નજીવા લવાજમે (ટપાલ ખર્ચ સિવાય) સરાસરી ૨૦ પાનાનું વાંચન પુરૂં પાડી ગુજરાતી સાહિત્યની સેવા બજાવી રહ્યું છે જે પત્ર સારી ગુજરાતી વાંચનારી આલમ માટેનું છે.

બીજું અમારૂં પખવાડીક પત્ર ધી ઇસમાઇલી આફતાબ છે તે વાર્ષિક ત્રણ રૂપીઆના લવાજમે ઇસમાઇલી આલમ માટે સારી હકીકતો રજુ કરી ગુજરાતી ભાષાની સેવ બજાવી રહ્યું છે. આ પત્ર અમારી જ્ઞાતિ માટેનું જ છે.

ત્રીજું અમારૂં માસિક સતપંથ-પ્રકાશ છે. આ માસિક આઠ વર્ષ થયાં બ્હાર પડે છે અને તેમાં દિન પ્રતિદિન શુદ્ધ ગુજરાતી ભાષા વાપરવા, અમારા ઉછરતા કવિઓને ઘટતું ઉત્તેજન અને ઘટતી સૂચના આપી તેમને આગળ વધારવા ઉપર મહેનત કરી રહ્યું છે તેની સાથે આ વર્ષથી ઇસ્માઇલી આલમને કળાકૌશલ્યનો પણ રસ ચખાડી રહ્યું છે. આપ જાણી શકયા હશો કે એ અમારી જ્ઞાતિ માટેનું પત્ર છે.

કાવ્યો, વાર્તાઓ અને નિબંધો વિગેરેના મળીને કુલ્લે ૧૮૧ ગ્રન્થો અને ૭૨૩ પત્રિકાઓ બ્હાર પડેલ છે. અમારી જ્ઞાતિ રાજ્ય દરબારે માનપામેલા ૫ કવિઓ અને ૧૫૦ લેખકો તથા સાહિત્યની સેવા બજાવતા ૯ મંડળો હસ્તી ધરાવે છે.

ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાની સઘળા ગુજરાતી ભાઇઓની ફરજ છે અને તદનુસાર ઇસમાઇલી આલમે પણ ગુજરાતી સાહિત્યની અત્યાર સુધીમા સારી સેવા બજાવી છે છતાં અંહિં તો કબુલ કરવુંજ પડશે કે તે સેવા બજાવવામા અમારી ઘોડે ઘણે અંશે અર્ધદગ્ધ સ્થિતિ છે અને તેનું મુખ્ય કારણ અમારા કેટલાક વિદ્વાનોની આળસ અને સમસ્ત ગુજરાતી ભાષાના વિદ્વાનોનું અમારી તરફનું દુર્લક્ષ છે.

અમારા કેટલાક વિદ્વાન ભાઇઓ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી રહ્યા છે અને ઘણા બજાવી પણ ગયા છે તેના ઉદાહરણાર્થે શ્રીયુત્ તનસુખરામ ત્રિપાઠીના શબ્દોમાં કહીશું કે—

"ગુજરાતીમાં પ્રથમ યોગવાસિષ્ઠના ઉત્પત્તિ પ્રકરણનું ભાષાંતર પ્રકટ કરનારે ખોજા ગૃહસ્થ હતા, અને વેદાંતના હિન્દી વિચાર સાગર આદિ પ્રસિદ્ધ ગ્રન્થોના પ્રથમ પ્રકાશક પણ ખોજા ગૃહસ્થ જ હતા અને નીતિ વૈરાગ્ય શાંતિમય પ્રસ્તુત કાવ્યના સંગ્રહ-કર્તા પણ એ જ જ્ઞાતિના હતા." અહિં મને અત્યારે મળેલી સૂચના મુજબ—હું કહેવા ધારૂં છું કે શેઠ શરીફભાઇ સાલેમહમદ વેરાવળવાળાએ "પંચદશી" નામનો ગ્રન્થ બહાર પાડેલ છે.

આ સિવાય વર્તમાન પત્રના યુગ પૂર્વે પહેલ વહેલું "વેપાર સમાચાર" પત્ર કાઢનાર ખોજા ભાઇ હતા. આવા તો અનેક દાખલાઓ અણનોંધ્યા ભસ્મિભૂત થયા છે.

અમારા બંધ પડી ગયેલા વર્તમાન પત્રોએ ગુજરાતી કળા અને સાહિત્યની જે જે અપૂર્વ સેવાઓ બજાવી છે તેનું સવિસ્તર વિવેચન કરતાં વિષય લંબાવાનો ભય રહે છે તેથી તે વળી કોઈ બીજા પ્રસંગે આપણે જાણીશું.

આજનું અમારૂં ભાષણ પૂરૂં કરતાં અમારે જણાવવું જોઇએ કે પ્રસ્તુત ભાષણમા જો આત્મશ્લાઘા જેવો દોષ આપ સજ્જનો અને સન્નારીઓને જણાય તો ક્ષમા આપશો બાકી અમારો આશય તો સત્ય હકીકત રજુ કરવાનો અને તેમ કરી ગેરસમજ દુર કરાવવાનો જ છે.

અમારા સાહિત્ય પ્રત્યેની આપની મીઠી લાગણીઓમાં અભિવૃદ્ધિ થાય એવું ઇચ્છી અત્રેજ અટકીશું.

